મળી, અને નીયમોમાં વખતને અનુસારે બીલકુલ ફેરફાર કર્યો નહિ જેને પરીણામે અન્યાયનું અને કાર્યવાહકોને અહંકારનું સ્થાન મળ્યું અને ખરા ગુનેગાર જો કાર્યવાહકોના સગા થતા હોય તો તેને સજા ન કરતાં ન્યાયથી ચાલનાર બીન ગુનેગારો [illegible] પાત્ર થવા લાગ્યા ત્યારે લોકોને બીજું પક્ષ પાડવાની બુદ્ધ થઈ. અને પક્ષ પડવાથી ન્યાતને એકઠી બેસી પોતાની ચઢતીના નીયમો કરવાનો વખત હજી સુધી મળ્યો નથી. અને એકઠા થઈ દરેક પક્ષવાળાઓ એક બીજા પક્ષની કેમ પડતી થાય તેને માટે વિચાર કરી પડતીના ઠરાવો પસાર કર્યાં, અને આપણી કોમને કાંઈપણ સુખી થવાના નીયમ વગરની કરી મુકી છે.

ઉપરની હકીકત ઉપરથી એટલું સીદ્ધ થાય છે, કે ન્યાતનું કામ ચલાવવાને જે જે માણસોને નીમેલા, તે તે માણસોને ૧૦૦) વર્ષ સુધી તેના વંશ વારસોને ન્યાતનું કામ કરવાનો વારસો આપેલો. એજ પડતીનું કારણ છે. હવે આપણે ફરી પાછી નવે નામે ન્યાતનું કામ ચલાવવાને નીયમો ઘડવાની જરૂર છે. બધા ભાઈઓ કેમ સુખી થાય, અને આપણી કોમના કેટલાક ભાઈઓ નીર્ધન બની જઈ તેમાંના કેટલાએક તો પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવાને પણ અશક્ત થઈ પડયા છે. તેવાઓની સ્થીતી કેમ સુધરે અને આપણી પ્રજા બળહીન તથા રોગીષ્ટ અને અલ્પ આયુષ્યની થતી જાય છે, તે કેમ બળવાન નીરોગી અને દીર્ઘાયુષ્યની થાય, તેને માટે વીચાર કરવાનો વખત હવે નજીક આવ્યો છે. માટે જે જે આપણી કોમમાં [illegible] છે. તેમણે તો આ તકનો [illegible] રોગમાંથી મુક્ત થઈ જવું જોઈએ, કારણ કે જેમ જેમ વધુ વખત જતો જશે તેમ તેમ હવે ઘણીજ ખરાબી થાય તેમ છે.

માટે જેમને પોતાને સુખી થવાની અને પારકાને સુખી કરવાની ઇચ્છા હશે, તે તો આવા ખોટા અહંકારનો નાશ કરી આગળની ગુજરેલી વાત ભૂલી જઇ નવે સરથી દરેક ભાઇઓને સુખ થાય એવી રીતથી ન્યાતનું નવું બંધારણ કરવા અને વખતને અનુસરતા નીયમો ઘડવા લોકોને સમજુત કરવા ચુકશે નહી.

હવે નવેસરથી ન્યાતનું બંધારણ શી રીતે થાય તે વીષે આપણે વીચાર કરીએ આજે તો આપણી ન્યાતમાં બે તડ પડયાં છે, એ તડનાં કાર્યવાહકો તો એક બીજા પક્ષની કેમ પડતી દશા થાય, તેને માટે રાત દીવસ તનતોડ મહેનત કરી રહેલાં છે. એઓ સામા પક્ષની ઇર્ષા રાખે છે, વળી પોતાના પક્ષના માણસોને દંડે છે. અને રાજી થાય છે; પણ તેઓ એવું સમજતાં નથી, કે આપણા પક્ષના માણસોને આપણે દંડીએ છીએ. તે દંડના એટલે લાકડીના સપાટા આપણાજ શરીર ઉપર પડે છે. અને આપણીજ ખરાબી થાય છે. કારણ કે ન્યાત એ એક આપણું વૈશટ શરીર છે. માટે હવે દરેક ભાઇઓએ એવું સમજવું જોઇએ કે આપણી ન્યાતમાં જેટલા માણસો છે તે બધાજ આપણા ભાઇઓજ છે. જેમ શરીરના જુદા જુદા અંગો આપણાજ છે તેમ દરેક તડમાં રહેલાં માણસો પણ આપણા સગાંઓજ છે. અને તેઓ ગરીબ બનશે તો જરૂર આપણને પણ ગરીબ બનાવશેજ. માટે આપણી ન્યાતનું ભલું ઇચ્છનાર ભાઇઓએ તો હવે પક્ષપાતની ઇર્ષા છોડી દઇને જેમ બને તેમ દરેક ભાઇઓને સુખ થાય એવા નીયમો કરવાને બનતી મહેનત કરવી જોઇએ અને આપણે તડ વગરના થઇ દરેક માણસો આપણા ભાઇઓ છે. એવો દ્રઢ વીચાર કરવો જોઇએ અને જે પક્ષના કાર્યવાહકોને એક બીજા પક્ષની

ખરાબી કરવાનો દૃઢ સંકલ્પ છે તે આગેવાન ભાઈઓની વાતથી આપણે વીમુખ થઇ આપણે આપણી ન્યાતની અદલીના વીચાર કરવા જોઇએ અને બે પક્ષમાં રહેલા હિતચિંતકોએ પક્ષના અગ્રેસર ભાઇની પડતીના વિચાર ફેરવવાની તસ્દી નહિ લેતાં બીજા જે ભાઇઓને તડનો ચેપી રોગ લાગ્યો ન હોય તેવાઓને સુખી થવાના નીયમો ઘડી આપણે અને આપણા વીચારને મળતાં ભાઇઓ સાથે તડનો વીક્ષેપ છોડીને એકઠાં મળવું જોઇએ, કારણ કે આ તડની મારામારીમાં સમજુ માણસોએ હવે માર ન ખાવા જોઇએ, અને સમજુ માણસોએ પોતાના મળતાં વીચારવાળાની સાથે વગર તડના થઇ મળવુંજ જોઇએ. ગાંધી મહાત્મા તો હિંદુ, મુસલમાન, પારસી અને ઢેડને પણ એકત્ર કરવાની ઇચ્છાથી અથાગ પરીશ્રમ કરી રહ્યા છે તો આપણે તો એકજ ન્યાતના ભાઇઓને એક મળતા વીચારના માણસોને એકઠાં મળીને આપણને સુખ થાય એવાં નીયમો કરી તે પ્રમાણે ચાલવાને એવો કોઇપણ જાતના ડર જેવું લાગતું નથી. એક ડર આપણા દરેક પક્ષના આગેવાન ભાઇઓનો છે. તેઓ જ્યારે આપણા અને તેમના સુખનો કોઇપણ દહાડો વીચાર કરતાં જણાતાં નથી અને એમને મળેલી સત્તાનો દુરુપયોગ કરે છે, તો પછી દરેક પક્ષમાં રહેલા વીચારવાન અને ડાહ્યા પુરૂષોએ એ પક્ષના આગેવાન પુરૂષોની અજ્ઞાનતાના વીચારને અનુસરીને ક્યાં સુધી દુઃખ વેઠ્યાં કરવું. અને આપણાજ ભાઇઓને ખોટા તડની ઇર્ષ્યાથી એકબીજા-ઓને અન્યોન્ય દુઃખી કરી જાતે દુઃખ વેઠ્યાં કરવું. એને માટે હવે ખાસ વિચાર કરવો જોઇએ. જો કે પક્ષના આગેવાન ભાઇઓ આપણા દુશ્મન નથી પણ આપણા હીતનો એઓ વીચાર કરતાં નથી, અને મળેલી સત્તામાં મદોન્મત્ત થઇ સુખ કરવાને બદલે દરે-

કને દુઃખ થાય એવા નીયમો કરી આપણને તે પ્રમાણે ચલાવે છે. માટે હવે આપણે એ અગ્રેસર ભાઇઓને પણ સુખ થાય અને આપણે પણ સુખી થઇએ એવા વીચારથી એક નવું મંડળ ઉભું કરી તેમાં જે જે પક્ષના સમજુ અને સુખી થવાની ઇચ્છાવાળા તકના અહંકાર વગરના માણસોએ એકત્ર થઈ ન્યાતનું નવું બંધારણ કરવાની હવે ખરેખરી જરૂર પડેલી છે. કારણ કે આપણી ન્યાતના અગ્રેસર ભાઇઓ તો ન્યાતની ચઢતી કરવાના વીચારને ભૂલી જઇ એક બીજા પક્ષની મારામારીમાં પડયાં છે. અને દંડવા છે. અને દંડી દંડીને ગરીબ બનાવવા છે. એવો એક જાતનો ઉપાધી રોગ લાગ્યો છે. માટે સમજુ અને વીચારવાળા ડાહ્યા પુરૂષોને જો કદાચ આ રોગ લાગ્યો હોય તો એકતા અથવા ભાતૃભાવનાના ઔષધથી એ રોગની નાસ્તી કરીને ન્યાતના તમામ ભાઇઓનું ભલું કરવાના અને એકસંપી બનવાના વીચાર ઉપર આવી એક નવું મંડળ ઉભું કરવું જોઇએ. અને એવા નીયમ બનાવવા જોઇએ કે હવે પછીથી એ મંડળને તડનો રોગ લાગે નહી હવે નવું મંડળ બાંધવા સંબંધી આપણે વીચાર કરીએ કે કેવા નીયમથી એ મંડળ ઉભું કરવું કે તડનો રોગ ન લાગે. એવું માલમ પડે છે, કે દંડ કરવાથીજ તડ પડે, દંડ એટલે લાકડી. કાદવના વાસણમાં લાકડી મારીએ તો તડ પડે, અને તે વાસણ પાણી રહેવાને નાલાયક થાય. માટે દંડજ કરવામાં ન આવે તો ફરીને તડ પડે નહી એ વાત સીદ્ધ થાય છે.

હવે એક શંકા ઉત્પન્ન થાય છે. કે કોઇપણ જાતના અંકુશ વગર મંડળ સુરક્ષીત રહી શકે નહી. તેના સમાધાનમાં એટલુંજ કે આપણે બધા એકઠા મળીને આપણને દરેકને સુખ થાય એવા

નીયમો બહુમતીથી બાંધીએ, અને તે નીયમથી કોઇ માણસ વીરૂદ્ધ વર્તન કરે, તો મંડળીમાંથી તેને બહાર કાઢી મૂકવો; અને તે જો પોતે કરેલાં ગુનાની માફી માગે તો તેને એકવાર કરેલા ગુનાની માફી આપવી. જે જે માણસોને મંડળમાં દાખલ થવું હોય તેમને દાખલ કરવા, અને જેમને મંડળમાંથી રાજીનામું આપી નીકળી જવું હોય તેમને નીકળી જવાની છૂટ આપવી. મતલબ કે મંડળનું બારણું ઉઘાડું રાખવું, જેમને આવવું હોય તે આવે અને જવું હોય તે જાય. એ બાબતમાં તદન સ્વતંત્રતા આવવી જોઇએ. હવે આપણે નવા ઉભા કરવાના મંડળની બાંધણી કેવી રીતે કરવી. તે વીચાર ઉપર આવીએ.

આપણને એમ માલુમ પડે છે, કે આપણા ઘરડાઓએ જે બાંધણી બાંધી છે, તે ખોટી તો નથી, પણ આપણે કામદાર માણસો ફેરવ્યા નહી તેથી કરીને ખરાબી થઇ છે. એ હકીકત આપણે આગળ લખી ગયા છીએ. ઘરડાઓની કરેલી બાંધણીનો દોષ નહી કાઢતાં આપણે તેજ મુજબ બાંધણી કરવી જોઇએ. જુઓ કે આપણી ન્યાતના ૪૨ ગામો છે, અને બેતાળીસ ગામોમાં થઇને કુલ ૧૨૦૦ ઘરની ગણતરી હાલ કરવામાં આવી છે, એ બારસો ઘર ન્યાતનું કામ કરે એટલું બધું ન્યાતનું કામ નથી જેથી આપણા ઘરડાઓએ ફક્ત આઠ ગામ પૈકી આસરે ૧૬ માણસોને ન્યાતે કરેલા નીયમોનો અમલ કરવાને નીમ્યા હોય, તેવું અનુમાન થાય છે માટે આપણે પણ જેમ બને તેમ કામની સરળતા થવા સારૂ જેટલા ગામના જેટલા માણસો આ મંડળમાં દાખલ થાય, તેટલા પૈકી તે તે ગામના એક અગર બે માણસને આપણે બધાએ મળીને કરેલા નિયમોને અમલમાં લાવવાને નીમવાની જરૂર પડશે. પ્રથમ તો આપણે આ

નવા મંડળમાં દાખલ થનાર સખસોની લેખી અરજી લેવી પડશે, કારણ કે પહેલેના આપણા ધરડાના વર્તનમાં ને આપણા વર્તનમાં આજે ફેર પડયો છે, કે તેઓ સાહુકારને લથી નાખ્યાં વગર ખાતુ પાડયે ચાંદા સુરજની શાખે લાવતાં, તેને બદલે હાલ આપણે ખાતામાં કે દસ્તાવેજમાં જો કાંઇ સાહુકારે ભૂલ કરી હોય તો તેનો લાભ લઇ તુરત પૈસા ખોટા કરાવવાની ઇચ્છા કરીએ છીએ, માટે આપણે લેખી નિયમો વિના આપણા નવા મંડળને સારી રીતે ચલાવી શકીશું નહિ જેથી કરીને મંડળમાં દાખલ થનારની અરજી લેવી, અને આપણા મંડળનું કામ ચલાવવાને પૈસાની જરૂર પડવાની છે, માટે તે પૈસા દરેક માણસ પાસેથા ફી લઇ પૂરા પાડવા પડશે એવી રીતે ફી અને અરજીઓ સહી થઇને આસરે ૫૦૦) આવ્યા પછીથી એ તમામ ભાઇઓની એક જગ્યાએ સભા ભરવામાં આવવી જોઇએ અને તે સભામાં આપણા મંડળમાં દરેક ભાઇઓને સુખ થાય એવા વિષય ઉપર કહેવાની છૂટ આપવી જોઇએ. તેમની વિરૂદ્ધમાં જેમણે કાંઇએક વિચાર દર્શાવવા હોય, તે પણ એક પછી એક માણસે ઉભા થઇ કહી રહ્યા બાદ બધાના મત લઇ વધુમતે નિયમ ઘડવાનો કાયદો કરવો જોઇએ. આ બધી બાબતો સહકારના નિયમથી બિલકુલ ફેરફાર નથી. ટુંકમાં કહેવાનું એટલુંજ કે આપણા ઘરડાના કરેલા નિયમમાં અને સહકારના નિયમમાં કાંઇપણ તફાવત દેખાતો નથી. ફેર માત્ર એટલોજ છે, કે ઘરડાઓને દફતરોમાં નિયમની નોંધ રાખવાની અને દરેકની અરજી ઉપર સહી લેવાની જરૂર પડતી ન હતી, અને આપણે દરેકની અરજીના ઉપર અને આપણે કરેલાં નિયમની ઉપર તેમજ ઠરાવની બુકો ઉપર સહીઓ કરવાની જરૂર પડી છે. ઉપર પ્રમાણે આપણે બધાએ મળીને જે વધુ મતથી નિયમો

ફરીએ તે અમલમાં લાવવા અને તે પ્રમાણેનું કામ ચલાવવા સારૂ વ્યવસ્થાપક પંચની જરૂર પડશે. તે પંચ આપણે કેવી રીતે ચુંટી કાઢવી તે વિષે આપણે આપણા વિચારોને આગળ વધારીએ.

પ્રથમ તો આપણે જે જે ગામોના માણસો આ નવા મંડળમાં દાખલ થયા હોય, તે તે ગામોના જેટલા દાખલ થયા હોય તેટલાં માણસોએ આપણે બધાએ નક્કી કરેલા દિવસે તે તે ગામના લોકોએ પોતાનાજ ગામમાં એકઠાં થઇ પોતા પૈકી એક પંચ ચુંટી કાઢવી પડશે તે પંચના માણસોએ પોતા પૈકી એક સર પંચ ચુંટી કાઢવો. પડશે. તે સરપંચને આપણા મંડળની કમિટિમાં દાખલ કરવો પડશે એવી રીતે દરેક ગામમાંથી એક યા તો બે એવા સરપંચો ચુંટી કાઢવા પડશે. એ બધા ગામોના સરપંચો એકઠાં મળી પોતામાંથી એક અધ્યક્ષ એટલે પ્રમુખ ચુટશે, અને તે ફરીને પાછી વરસે યા દર ત્રણ વર્ષે ચુંટણી થાય ત્યાં સુધી સરપંચ તથા અધ્યક્ષ રહેશે; અને આપણે બધાએ કરેલા નિયમને અનુસરી આપણા મંડળનું કામ કરશે; અને આપણે કરેલા નિયમથી તેમાંનો કોઇ પણ માણસ વિરુદ્ધ વર્તન કરે તો આપણે તેમને આપેલા અધિકારમાંથી બાત્તલ યા બરતરફ કરવાની સત્તા રહેશે. એ સરપંચોને તથા અધ્યક્ષને આપણે આપણા મંડળના કારભારીના નામથી ઓળખીશું. એ કારભારીઓને આપણા મંડળના દફતરમાં હિસાબ રાખવાને એક સેક્રેટરી પસંદ કરી નીમવાનો અધિકાર આપવો પડશે. એવી રીતે કારભારી તથા સેક્રેટરી તમામને તેમના કામના પ્રમાણમાં મહેનતાણું આપવું પડશે. કારણ કે આપણે મફત કામ કરનારા માણસો કોઇ દિવસ રાખવા નહિ, એવું આપણે આપણી ન્યાતના આ જુના કારભારીઓ ઉપરથી અનુભવ

છે. એ મફત કામ કરે છે, એથી આપણે ન્યાતના કોઇ પણ કામમાં બોલાવવા દેતા નથી, અને કહે છે કે અમે અમારા ઘરના કામો મુકીને ન્યાતનું કામ કરીએ અને બીજા ભાઇઓ ગામ ઉપર આવે તેને જમાડીએ અને કેટલું નુકસાન વેઠીએ છીએ. છતાં તમો તો ઘેરે બેઠા અમારી ભૂલો કાઢયા કરો છો, એવું કહે છે અને ન્યાતનું ભલું થાય એવા નિયમને દેખાડનાર માણસને ગાળો પણ આપે છે. તેઓ મફત કામ કરે છે, એટલે આપણાથી સારી હકીકત પણ એમને કહેવાતી નથી: અને એમના ઉપકારના બોજામાં ચોર બની સારી કે નરસી ન્યાતની કાંઇ પણ જાતના કરવાની આપણી સત્તા જતી રહે છે, અને આપણને તેઓ ખાડામાં નાંખે તોએ પડવું પડે છે. આટલી બધી નુકસાની ઓર આપણે મફત કામ કરાવીએ તેથી રીતે ખમવી પડે છે, માટે ભાર સહિતે આપણા સંબંધનાં કામ કરનાર માણસને મહેનતાણાના પૈસા ખરદીઠ રૂ૦ ૧) આપણે તેમને રી આપવી પડે તેથી કાંઇ આપણે ગરીબ બની જવાના નથી. માટે મહેનતાણું તો આપવું જ; અને કોઇ મફત કામ કરવાનું કહે તો આપણે તેને કારભારીમાંથી બાતલ કરવા. કારણ કે તેને કરેલા ગુનાની આપણે સજા નહિ કરી શકીએ; અને તે બધાનો ઉપરીપણાનો ગર્વ કરી તે જાતે દુઃખી થાય અને આપણને દુઃખી કરે. માટે આપણે કોઇ પાસે મફત કામ કરાવવું નહિ. આપણે જે જે માણસોને આપણા ગામમાંથી પંચ તરીકે ચુંટીએ તે પ્રમાણિક, બુદ્ધિશાળી દયાળુ અને પરોપકારી સ્વભાવના હોવા જોઇએ. પછી તે તવંગર હોય કાંતો ગરીબ હોય કે કાંતો સાધારણ સ્થિતિનો હોય પણ ઉપર બતાવેલા ગુણવાળા તેઓ હોવા જોઇએ. આમના પંચને મહેનતાણું હાલમાં આપણે આપી

શકીશું નહિ; પણ જેઓ સરપંચમાં ચુંટાય અને તેમને આપણા મંડળનાં કામ સારૂં બહારગામ જવું પડે, માટે તેમને ભથ્થા તરીકે જે દિવસે કામ કરવા જાય તે દિવસને ઓછામાં ઓછો રૂ. ૧ ) અને વધારેમાં વધારે રૂ. ૨ ) આપવાનો ઠરાવ કરવો પડશે; અને તેઓને જેટલા દિવસ રહે તેટલા દિવસનું જે ઠરાવ્યું હોય તે પ્રમાણે ભથ્થું આપવું પડશે. ખાવાના અગર બીજો ખર્ચ તેઓ પોતાને મળેલાં ભથ્થામાંથી કરશે. અને ભથ્થાના પૈસા દર-રોજ તેમની પાસેથી રસીદ લઇ રોકડા આપવા પડશે એ રસીદો તથા એ વિના બીજો કાંઇ ખર્ચ થાય તે તમામની રસીદો સેક્રે-ટરી ફાઇલે રાખશે; અને દર વરસે આવક જાવકનો હિસાબ આપણી મળેલી સાધારણ સભામાં વાંચી સંભળાવશે; તેમજ આપણે એકઠું કરેલું ભંડોળ આપણા મંડળના કોઇ પણ ગામના સભાસ-દોને કરજ તરીકે દશ યા બાર આનાની ટકાના તેજ ગામના બે સભાસદોને જામીન લઇ અમુક મુદતને માટે ધીરવામાં આવશે, અને તે લેણદારે ઠરાવેલી મુદતે લીધેલી કરજની રકમ વ્યાજ સાથે ભરવી પડશે, અને જો તે ન ભરે તો જામીનો પાસેથી વસુલ કરી લેવામાં આવશે. પૈસાની વ્યવસ્થા કરજ ધીરનાર સહાયકારી મંડ-ળીના નિયમ મુજબ થશે, આવી રીતે નવા ઉભા કરવાના મંડળનું કામ ચલાવવાને અધિકારીઓની નિમણુક કરવા બાબતના નિયમો વિષે વિચાર કીધો. હવે આપણે સુખી થવાના કેવા નિયમો કરવા તે વિષે વિચાર કરીએ.

પ્રથમ તો આપણે જેઓ પોતાના કુટુંબનું ભરણપોષણ કર-વાને અશક્ત થઇ ગયા છે તેવા ગરીબોને અને જેઓના માબાપો નાના છોકરાં મૂકીને મરી ગયા હોય તે છોકરાંઓને તેમજ

આપણુ ગુજરાતી સાત ચોપડી પૂરી કરી ગયેલાં છોકરાઓને ખેતી સિવાયના બીજા કોઇ હુન્નર ઉદ્યોગો શીખવા હોય, કે જેઓ ખેતીના રોજગારની સાથે નવરાશના વખતે પોતાને ઘેરે રહ્યા ધંધો કરી શકે એવા રોજગારો અથવા કોઇપણ રોજગાર શીખવાની ઇચ્છા હોય તેઓને મદદ કરવી જોઇએ. એને આપણા ખેતીના ધંધા રોજગારની જેમ બને તેમ ખીલવણી કરવી જોઇએ, અને એવી બાબતમાં સહકારના સિદ્ધાંતોને કામે લગાડવા જોઇએ કારણ કે ધીમે ધીમે ગરીબાઇનું જોર વધતું જાય છે, તેથી કરીને લોકો કન્યાવિક્રય કરતાં થયાં છે. એ આપણી કોમની ગરીબાઇ યા તો ભૂખમરો બતાવી આપે છે. કેમકે ભુખે મરતો માણસજ પોતે પોતાની છોકરી વેચી પોતાનું પેટ ભરે છે. જેમકે કુતરી જ્યારે પોતાનાં બચ્ચાંને જન્મ આપે છે, ત્યારે એને પુષ્કળ ભૂખ લાગે છે. તે વખતે જો કોઇ એને પેટ ભરાય એટલું ખાવાનું આપે તો એ પોતાના બચ્ચાંને ખાશે નહિ. નહી તો એને અના બચ્ચાં અતિશય વ્હાલાં હોય છે, છતાં ભુખના દુઃખથી એક અલ્પ વખતનાં ભૂખના દુઃખને મટાડવા માટે પોતે ખાઇ જઇ નાશ કરે છે. આવીજ રીતે મનુષ્ય પ્રાણી પણ ભૂખના દુઃખે પશુવત્ સ્વભાવને પામે છે, જુઠું બોલે છે, ચોરી કરે છે, લુચ્ચાઈ કરે છે અને કોઇ પણ જાતના પાપને ગણુતો નથી; અને નહિ કરવાના કામો કરે છે. સુદામાએ પણ શ્રીકૃષ્ણ અને બળભદ્રના ભાગના ચણા ચોરીને ખાઇ જઇ દરિદ્રતાનું અસહ્ય દુઃખ વેઠયું હતું. તેવીજ રીતે જેમને ખાવા મળતું નથી, તે પોતાની છોકરી વેચી પોતાનું પેટ થોડા વખતજ ભરે છે; પછી તો એ હરામના પૈસા જ્યાં ત્યાં જતા રહે છે. અને વધારે દરિદ્રી થાય છે; અને પૈસા આપનારને પણ ગરીબ

બનાવે છે. એવીજ રીતે એક ગરીબ થયો તે બીજાને બનાવે બીજો ત્રીજાને બનાવે અને ધીમે ધીમે વિક્રયનું જોર એટલે સુધી વધે કે પૈસાદારો પણ દેખાદેખી શીખી જાય છે. એનો અટકાવ જો ન કરવામાં આવે તો આખી કોમની અધોગતિ થાય. માટે આવા ગરીબો જે જે રોજગાર કરતાં હોય તે એજ ધરમાં વધારો કરવા તથા તેને જરૂરી બીજો સાધનો મેળવી આપવામાં મદદ કરવી; અને તે પોતાની મેળે પોતાનું ગુજરાન સારી રીતે ચલાવે ત્યાંસુધી તેમને આપણા મંડળમાં ફંડ ઉભુ કરી તે ફંડમાંથી પૈસા ધીરવા; અને તેમની સ્થિતિ સુધર્યા પછી ધીમે ધીમે વસુલ લેવા. પૈસા ધર્માદા તરીકે તો કોઈને આપી દેવા નહિ. કારણ કે વગર મહેનતે પૈસા મળતા હોય, તો તે રોજગાર કરશે નહિ અને બીજા કુટેવો શીખશે; તેમજ ધર્માદાના પૈસા ખાનારની બુદ્ધ ભ્રષ્ટ થશે. માટે આપણે પાટીદાર ભાઈઓને તો ધર્માદા પૈસા ખવડાવવાની ઇચ્છા ન કરવી જોઈએ. કારણ કે આપણે દાન આપવાને સરજાએલાં છીએ, દાન લેવાને નહિ. ખરી રીતે તો આપણને ધર્માદા ભોજન જમવાનો અધિકાર નથી.

## ફંડ શી રીતે ઉભું કરવું.

આપણે બધા ભાઈઓનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે, માટે ખેતી-માંથી જે જે ઉત્પન્ન કરીએ તે તે વસ્તુના ઉપર બધાએ વિચાર કરી (જેમકે કપાસ ભાર એકે અમુક, જુવાર માણી એકે અમુક વગેરે વગેરે) ઠરાવવું અને તે દર વરસે પાકના પ્રમાણમાં આપવું અને તેનું ઉઘરાણું તે તે ગામની પંચને સોંપવું. તે પૈસા અમુક

ઠરાવેલી મુદત સુધીમાં વસુલ કરી આપવા દરેક ગામની પંચોએ બંદોબસ્ત કરવો પડશે અને ફાળો આપનારને પંચ તરફથી રસીદ આપવી પડશે, અને એ ફાળાના પૈસા આપણી મંડળીના ચેરમેન તથા સેક્રેટરીને પહોંચાડવા પડશે. સેક્રેટરી તે તે ગામના નામે જમા કરી રસીદ આપશે આવી રીતે પૈસાની તેમજ અંગની મદદ (જેવી કે સોંદલોની એટલે અરસપરસ ખેતીના કામમાં મજૂર મળતાં નહિ હોય તો વારાફરતી એક બીજાનું કામ કરી ખેતીના કામની તક જાણી લેવી જોઇએ. પૈસાથીજ મદદ અપાય તેવું કાંઇ નથી. મદદ અપાય તેવું કાંઇ નથી. મદદ તો જેને જે બાબતની જરૂર પડે તેને તે બાબતની આપવી અને લેવી, એ બાબતમાં ખરેખરો સંપ કરવો જોઇએ. બારડોલી તાલુકાના મતીઆ પાટીદારોએ ઘરો બાંધવામાં સંપસંપીને એકબીજાને મદદ કરી તો એ લોકોએ થોડા ખર્ચે ઘણીજ સારી ઇમારતો બાંધી. એવીજ રીતે સોસક સોસાયટીએ ઓછા વ્યાજના દરે કરજ લેવાનો સંપ કર્યો તો તે મુજબ કરજ મેળવી ઓછા વ્યાજે પોતાના ગામના સભાસદોને તેમજ બહારગામની સોસાયટીને પણ ઓછે વ્યાજે તેમજ બહારગામની સોસાયટીને પણ ઓછે વ્યાજે કરજે ધીરે છે તેવીજ રીતે સોસક કોટન જેવી સોસાયટી ગામ ૨૫ ના ખેડુતો ૭૫૦ ને એકત્ર કરી ગયા વરસે ૧૧૦૦) ભાર કપાસ બધાએ ભેળા પીલાવી રૂ કરીને વેચતાં વેપારીને કપાસ વેચે તેનાં કરતાં દર ભારે રૂ. ૨૨ વધારે ઉપજાવી એકંદરે એકજ વર્ષમાં આશરે ૨૪૨૦૦) વધારે મેળવ્યાં છે. એ કપાસ આપણે પોતાનું જીન કરી પીલાવી રૂ કરી કાંતી વણીને જો લુગડાં આપણા ખેડુત ભાઇઓજ બનાવીએ, તો આપણા ખેડુત ભાઇઓના કેટલાં માણસોને રોજગાર મળે અને ઘણાં માણસોને આવા રોજગારથી નરીબાઇ-

માંથી મુક્ત કરી શકીએ, અને આપણા ધંધાનો ખરેખરો લાભ આપણનેજ મળે. આવી રીતે આપણે જે જે વસ્તુઓ ઉત્પન્ન કરીએ તે તે વસ્તુનો ઉપર બતાવ્યા મુજબ એકસંપી થઇ એકબીજાને મદદ કરી એકબીજાની ચઢતીને માટે મહેનત કરીશું તો તો આપણે ઉત્પન્ન કરેલાં માલમાંથી બીજાઓ જે જે લાભ મેળવી જાય છે તે તે લાભ આપણે આપણી ન્યાતના ભાઇઓના ઘરમાં ઘાલી શકીએ એમ છીએ માટે હવે તો આપણે જોઇતી ચીજો સામટી લાવી છુટક છુટક વ્હેંચી લેવી અને ઉત્પન્ન કરેલી ચી ને એક જથે કરી અગર તો કાચા માલનો પાકો બનાવી વેચવાના જે ફાયદા દેખાય છે, તે લેવાને હવે ચુકવું ન જોઇએ અને આપણે જે ખોટા ખર્ચો કરવાના જે જે નિયમો રાખેલા છે. (જેવા કે મૈયત ખર્ચ રડવાનો ઓરાણીના ખર્ચ સીમંત ખર્ચ વગેરે) તે જેમ બને તેમ કમી કરવા જોઇએ કારણકે જે માણસ ખર્ચ કરે છે તેને એક કે બે દિવસના જમણવારમાં રૂ. ૫૦૦) યાતો ૧૦૦૦) થાય છે, ત્યારેજમવા આવનાર માણસના ઘરમાં ફક્ત ૧॥ શેર અનાજનોજ ફાયદો થાય. તેમાં એક ગામથી બીજે ગામ જવાથી પોતાના રોજગારમાં આઠ આનાનું નુકસાન થાય છે. આ ઉપરથી સમજવું કે એમાં ફાયદા કરતાં નુકસાન ઘણું વધી જાય છે. અને ઘણાં માણસોએ એકઠાં થઇ એક પૈસાદારને ગરીબ બનાવવાના આ નિયમો છે, અને આવા નિયમોથી ખોટી મોટાઇ બહુજ વધી જાય છે; અને નહિ મળતું હોય છતાંએ ખોટી મોટાઇને લઇને તણાઇને ખર્ચ કરે છે, તેનું કારણ એ છે, કે આપણા પાટીદાર ભાઇઓ કેઇનું ખાઇને રાજી થતાં નથી, પણ ખવડાવીને રાજી થાય છે; માટે ભૂખે મરતા માણસ પોતાની જાત ગીરો મારીને ખર્ચ કરી પોતાને ત્યાં આવેલો અવસર કરીજ અને પોતાનો

વહેવાર સાચવશેજ. આવા રિવાજો પૈસાદારો તો કરે પણ એથી ગરીબ માણસોને બહુજ બડચણ ભોગવવી પડે છે, માટે ઉપર બતાવેલા અર્થને માટે કાંઇએક વિચાર કરવા જેવું છે. કેટલાક ભાઇઓનું કહેવું એવું છે, કે આપણે જમણવાર સિવાય બીજું શું કરવાના. આપણા ઘરડાં કાંઇ ગાંડા બાંડા નહોતા. જે એકબીજાને ખર્ચ કરાવ ગરીબ બનાવે. હવે આ રિવાજો નીકળવાના મૂળ કારણો ઉપર આપણે વિચાર કરીએ

પહેલાં કોઇ માણસ ગુજરી જતો, ત્યારે તેના વંશવારસોને તેને મેળવેલા ધનમાંથી તેણે કરેલા કાંઇક પાપમાંથી મુકત કરવા માટે જેઓ કોઇ પણ ધંધો કરવાને અશકત હોય, જેઓ ભૂખે મરતાં હોય તેવાંઓને અને આંધળા, લુલા વગેરે માણસોને ધર્માદા તરીકે કાચું અનાજ આપતાં હોય એવું અનુમાન થાય છે; અને પછી પોતાને ઘેરે તેવા માણસોને રાંધીને જમાડવાનો ચાલ નીકળ્યો હોય તેમ બન્યું છે. પછીથી તો આવા અપંગ અને ગરીબોને જમાડીએ અને આપણા ગામના આપણા સગાં રહે એવો વિચાર કરી આપણાં સગાંવહાલાંને નોતરવા લાગ્યાં; અને તેમને ત્યાં એવો ખર્ચ કરે ત્યારે તે આપણને નોતરે આવો રિવાજ ચાલુ થયો. જેમને ખાવા નહિ મળે એવા ગરીબ અને અશકત માણસ પછી નહિ જમાડતાં પોતપોતાનાં ગામના અને સગાંવહાલાંને જમાડવાનો વહેવાર બાંધ્યો એટલે જમવું અને જમાડવું. આ પ્રથા હજી સુધી ચાલી રહેલો છે. પહેલાં ભૂખ્યાને જમાડતાં તેનો મરનારને આશિર્વાદ મળતો. ત્યારે હવે વહેવારમાં વધારો કરી આભરૂ માનવા લાગ્યા; અને ગરીબથી ખર્ચ નહિ થાય તો પછી ન્યાતમાંથી તેનો પટેલાઓનો હક છીનવી લેવા માંડયા અને કેટલાક ભાઇઓને તો છોકરો

જન્મતાની સાથે કન્યા મળે એમ ધારી મર્ણુખર્ચ દેવું કરીને પણ કરવા લાગ્યા. આવા ખોટા ખર્ચથી આપણે આપણી મેળેજ ગરીબાઇ આણી છે. ખરી રીતે તો વહેવાર એ ઉછીના છે. કારણ કે ઉછીની આણેલી વસ્તુ જેમ પાછી આપવાની છે, તેમ દરેક જાતના વહેવાર પણ ઉછીના છે. જેમ ન્યાતમાં જેને આપણે જમવાનાં નોતરાં લખીએ, તેઓ તેમને ત્યાં ખર્ચ વખતે આપણને નોતરાં લખે, કોઇનું આણું આપણે જમાડીએ, તો તે આપણું જમાડે, આપણે જેને ચાંલ્લો કરીએ તે આપણને કરે, એવી રીતે દરેક વહેવાર ઉછીના છે. એ વહેવારો પૈસાદારો વધારે છે, અને ગરીબોને સાથે વહેવારમાં જોડાવું પડે છે. જ્યારે ગરીબને ત્યાં કાંઇ ખર્ચ આવે, ત્યારે તેની ખર્ચ કરવાની શકિત નહિ હોય છતાં કેટલાક ભાઇઓ બળાત્કારથી પણ તેની પાસે ખર્ચ કરાવે છે; વધારે નહિ તો ગામનો વહેવાર તો તારે સાચવવો પડશે. આવી રીતે સતાવીને પણ આપણે તેમની પાસે મિસ્ટાન્ન કરાવીએ છીએ. અને જમીએ છીએ. અને જમીએ છીએ. એ જમણ તે આપણા ગરીબ ભાઇઓનું ખરેખર લોહી છે. કારણ કે એ ખર્ચના પૈસા તેને વાળતાં કેટલી મુશ્કેલી ભોગવવી પડે છે તેનો વિચાર આપણે વાંરવાર ભાઇઓએજ કરી લેવો ત્યારે શું ખર્ચ બિલકુલ નહિ કરવો? આ સવાલ ઉભો થાય છે. તેના જવાબમાં જણાવવાનું કે સેવતની પાછળ ધર્માદા તરીકે વાપરવું, પણ વહેવાર તરીકે નહિ. ધર્માદા એટલે જેને જે જગ્યાએ અંનની ખામી થાય, કે આ જગ્યાએ મુન્ય થાય છે, તેણે તે જગ્યાએ આપવું. જેને બ્રહ્મચર્યપણું અને કુબુધ્ધપણું કહ્યું છે. તેમ કરવું પણ વહેવાર વધારી અરસ્પરસ જમી જમાડી ગરીબાઇ આણવી

નહિ. દરેક વહેવારમાં ઉપર મુજબ સમજી લેવું કહેવાનું તાત્પર્ય એટલું કે ઘણાંએ મળીને એને તારવો; પણ ઘણાં ઘણાંએ મળીને એકને બુડાડવો નહિ એક દાખલો કોઇ એક શહેરમાં એક લાખ મકાન છે તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે જો કોઇનું એક મકાન ભાંગીયા તુટી જાય તો તમામ મકાનવાળાઓએ એક રૂપીઓ અને એક ઈંટ આપવી એટલે પેલા તુટી ગયેલા મકાનને બાંધવાને રૂપીઆ એક લાખ થાય એટલે મકાન બાંધનારને ફક્ત એક રૂપીઓને એક ઇંટથી મકાન ઘણું સારૂં બંધાઇ જાય અને મદદ આપનાર ગરીબમાં પણ ગરીબ માણસને પણ આવી જુજ રકમ આપતાં બીલકુલ ઇજા પડતી નથી માટે આપણી આખી ન્યાત એકઠી મળી આવો કોઇ પણ ઠરાવ મદદ આપવાનો પસાર કરે તો બધાં મળીને એક ભાઇનું ગજા ઉપરાંતનું મોટામાં મોટું સંકટ શહેજવારમાં દુર થાય અને એક બીજાઓની સહાયતાથી દરેક અરસપરસ સુખી થાય.

આ નિબંધ ઉપરની આપણા ન્યાતના પટેલી ભાઇઓના મનને એવું આવશે કે, આતો આપણી પટેલાઇ જતી રહેવાની આવું જો માનવામાં આવશે, તો એ ભૂલ ગણાશે. કારણ કે આ કાંઇ પટેલાઇ લઇ લેવાના વિચારથી નહિ, પણ આપણી ન્યાતમાં બે પક્ષ છે, તે મટાડી એકતા કરવાને આ નીતિ અને નિયમો લખ્યા છે. એ નીતિ અને નિયમથી જો ન્યાતનું કામ ચાલે, તો દરેક વખતે આખી ન્યાતને એકઠાં ન થવું પડે, અને બહુ બરાડા પાડવા નહિ પડે, અને કામ સરલતાથી ચાલે. તેટલા વાસ્તે નવું મંડળ ઉભું કર્યા શિવાય બે તડની એકતા કરવાને જો કોઇ લક્ષમાં ગ્રહણ કરે, તો તે નિરર્થક છે. કારણ કે દરેકને પોતપોતાના તડનું

અભિમાન હોવાથી એકત્ર થઇ શકે એમ લાગતું નથી. તડની ખોટી મમતથી આપણી અરસપરસ ખુવારી થાય છે; અને દંડ ૧ દિવા જથી ઝેર ને વેર પૂરા જોસમાં વધતું જાય છે, માટે આપણે જોત જોતામાં નહિ મરતાં એકબીજાને અરસપસ મદદ આપી એકબીજાની પડતી કરવાનો આજે આપણને જે ચડસ છે; તેવોજ ચડસ ચઢતી કરવામાં કામે લગાડવો જોઇએ. કાં તો બંધા તડો ભાંગી નાંખીને અગર તો નવું મંડળ ઉભું કરીને પણ આપણે તો આપણા તમામ ભાઇઓની એકતા કરી એકબીજાંની મદદથી સુખી થઇ ન્યાતી નિયમો આપણને ગરીબ ન બનાવે તેમજ આપણા રોજગારનો આપણને પૂરો લાભ મળે, અને આપણને પડતી અડચણો આપણે બધા મળી દુર કરી શકીએ, એવા વિચારથી આ નવા મંડળની યોજના ઘડી કાઢી છે. જેમ આપણા ઘરડાઓ ન્યાતનું કામ સરળતાથી ચલાવતા હતા, તેવીજ સરળતાથી આપણે ચલાવીએ. આગળ પટેલ ભાઇઓને માટે બે બોલ કડવા લખાઇ ગયા છે, તેને માટે અમો તેમની માફી માગીએ છીએ; અને એવી આશા રાખીએ છીએ કે આ નવું મંડળ ઉભું કરી પોતે પોતાના ગામોમાં ચુંટાઇને આ નવા મંડળનો પણ કારભાર કરવાને આજે જે ઉત્સાહ એમનામાં છે, તેના કરતાં પણ વધારે ઉત્સાહથી કામ કરે; અને આપણી ન્યાતના તમામ ભાઇઓનું ભલું કરી ગરીબોનો આશિર્વાદ મેળવે.

આપણી ન્યાતના તમામ ભાઇઓને વિનંતિ કરવામાં આવે છે, કે પ્રથમ તો આપણે આ બે પક્ષની એકતા કરવાને મહેનત કરવી જોઇએ. બે તડના માણસો એકઠાં થાય નહિ, તો પછી નવું મંડળ ઉભુ કરવાની પેરવી કરવી. નવુ મંડળ ઉભુ કરવામાં દરેક

ગામના હિતચિંતક ભાઇઓને થોડીએક તસ્દી લેવી પડશી. તે એ કે દરેક પોતપોતાના ગામના આ નવા મંડળમાં દાખલ થવાની ઇચ્છાવાળા કેટલા ભાઇઓ છે, તેનું લીષ્ટ નીચેના શીરનામે મોકલવું પડશી. એવાં લીષ્ટો દરેક ગામથી આવ્યા પછી જો ૫૦૦) ની સંખ્યા થશે તો આપણે અરજીઓ છપાવી દરેક ગામે મોકલી આપીશું. તે અરજીના ઉપર દાખલ થનાર ભાઇઓએ સહી કરી ફી રૂા. ૧) આપવી. આવી રીતે અરજીઓ અને ફીના પૈસા મળ્યા બાદ ૧૫) દિવસ અગાઉ નોટીસથી દરેક ભાઇઓને ખબર આપવામાં આવશે તે દિવસે અને તે જગ્યાએ અને તે ટાઇમે તમામ ભાઇઓને એકઠાં થવું પડશી.

ન્યાત સુધારક મંડળના અધીપતી

**પુરૂષોત્તમભાઇ ઇચ્છારામ પટેલ.**

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

**મોરારભાઇ ભુલાભાઇ પટેલ.**

મુકામ—સેસીક
પોષ્ટ—દિહેણ
વાયા—રાંદેર

---

સુરત ખપાટીઆ ચકલા પર આવેલા ધી ન્યુ સમાચાર પ્રીન્ટીંગ પ્રેસમાં ખંડુભાઇ રામભાઇ નાયકે છાપી.

# આ લેખ લખવાનો હેતુ નીચેના પાંચ મુદ્દા ઉપરથી સમજાશે

(૧) ન્યાતમાં આજે જે પક્ષ છે તે મટાડી આખી ન્યાત એકત્ર કરી એક બીજાને અરસ પરસ મદદ આપી અન્યોન્ય મદતી કરવાનો.

(૨) આ પછી ન્યાતમાં ઘણું વખત થવા ચાલતા આ નીયમો પૈકીમાંના કોઇ કોઇ નિયમોથી આજે ન્યાતી બંધુ દુઃખ થાય છે. એવા નિયમો રદ કરી આપણી ન્યાતના ગરીબ ભાઇઓ જે નિભાવી શકે એવા નિયમો કરી પૈસાદાર પણ તે પ્રમાણે ચલાવવાનો અને આખી ન્યાતના તમામ ભાઇઓ સુખી થાય એવા નવા નિયમો ઘડવાનો.

(૩) આપણી ન્યાતમાં કેટલાક ગરીબ ભાઇઓ પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકતા નહિ હોય. અગર જેના માબાપો ગુજરી ગયા હોય એવા અનાથ થયેલા બાળકો તથા ગુજરાતી સાત ચોપડી ભણી રહ્યા પછી બીજી કોઇ વિદ્યા મેળવવાની ઇચ્છાવાળાઓ (દાક્તરી તેમજ હુન્નરકળા કારીગરીનું કામ અગર કોઇપણ રોજગાર વગેરે શીખનારાઓને તથા અપંગી તથા નીરાધાર અશક્ત થયેલા વૃદ્ધોને ન્યાતી ફંડમાંથી મદદ આપવાનો.

(૪) દહાડે દહાડે આયુષ્યો ઓછા થતાં જાય છે. રોગનું જોર વધતું જાય છે. તાકાત ઓછી થતી જાય છે. અને ગરીબાઇનું જોર વધતું જાય છે. માટે બ્રહ્મચર્યનું પાલન કરી દીર્ઘ આયુષ્ય રોગ રહિત બળવાન અને ધનવાન બનાવવાનો.

(૫) ખેતીમાંથી આપણે જે જે વસ્તુ ઉત્પન્ન કરીએ છીએ તે તે વસ્તુઓનો કાચા માલમાંથી પાકો બનાવવાનો. અગર કાચો બધો માલ એકત્ર કરી વેચવાનો અને જે જે ચીજો આપણે ઉત્પન્ન કરી શકતા નહિ હોય એવી જરૂરી બધી વસ્તુઓ સામટી મંગાવી છૂટક છૂટક વહેંચી લેવાનો.